એંગ્લો-વર્નાક્યુલર સ્કુલના અને ગુજરાતી સ્કુલના
ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને માટે-

# ભૂગોળવિદ્યા.

એશિયા, હિંદુસ્તાન, યુરોપ, આફ્રિકા, અ-
મેરિકા અને આસ્ટ્રેલીયા ખંડની મુખ્ય
હકીકત સહિત.

પ્રસિદ્ધ કર્તા
પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.
મેમ્બર-લો. હિ. સભા-ભરૂચ.





સન ૧૮૯૦. સંવત ૧૯૪૬.
કિમ્મત રૂ ૦—૧—૯.

ઍંગ્લો-વર્નાક્યુલર સ્કુલના અને ગુજરાતી સ્કુલના
ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને માટે-

# ભૂગોળવિદ્યા.

એશિયા, હિંદુસ્તાન, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલીયા ખંડની મુખ્ય હકીકત સહિત.

પ્રસિદ્ધ કર્તા
પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.
મેમ્બર-લો. હિ. સભા-ભરૂચ.




અમદાવાદ.
ધીને કાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સન ૧૮૯૦. સંવત ૧૯૪૬.

કિમ્મત રૂ ૦—૧—૯.

# પ્રસ્તાવના.

---

ગુજરાતી ભાષામાં છાપેલી કેટલીક ભૂગોળવિદ્યા હોવા છતાં ઘણી ખરી અંગ્રેજી તેમજ ગુજરાતી નિશાળોમાં શીક્ષકો વિદ્યાર્થીઓની સગવડ માટે નોટ લખાવે છે. તેમજ અનુભવથી માલમ પડશે કે એવી નોટની જરૂર છે. માટે કેટલીક સારી અંગ્રેજી તથા ગુજરાતી ભૂગોળ વિદ્યાને આધારે ટુંકાણમાં સઘળી બાબત આવી જાય એવી આ નોટરૂપી ભૂગોળ વિદ્યા પ્રસિદ્ધ કીધી છે. આ ચોપડી અંગ્રેજી સ્કૂલના પહેલા, બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને તેમજ ગુજરાતી નિશાળોના ચોથા, પાંચમા અને છઠા ધોરણના વિદ્યાર્થીઓને પણ ઘણીજ ઉપયોગી થઈ પડશે. એમાં એશિયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા આસ્ટ્રેલીઆ અને હિંદુસ્તાનનું વધારે હકીકતવાર ધ્યાન આપેલું છે. નકશા સાથે આ ચોપડી શીખવવાથી વિદ્યાર્થીઓને ટુંક મુદતમાં થોડી મેહેનતે સેહેલાઇથી ભુગોળવિદ્યાનું જોઇએ તેવું સારૂં જ્ઞાન મળશે. હરકોઈ શિક્ષક આ ચોપડી લક્ષ પૂર્વક તપાસવા તસ્દી લઈ પોતાના વર્ગના વિદ્યાર્થીઓને આ ચોપડી ખરીદવા ભલામણ કરશે એવી આશાછે.

P. N. K.

# ભૂગોળવિદ્યા.

## વ્યાખ્યાઓ.

### જમીનના ભાગ.

**ખંડ** એટલે—જમીનના જે મોટા ભાગોમાં ઘણા દેશો આવેલા હોય તેને ખંડ કહે છે.

**બેટ કે દ્વિપ**—ચારે બાજુએ પાણીથી ઘેરાયલા જમીનના ભાગને બેટ અથવા દ્વીપ કહેછે. એથી ઉલટું "સરોવર."

**દ્વીપકલ્પ**—જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથીઅને એક બાજુએ જમીનથી ઘેરાયલો હોય તેને દ્વીપકલ્પ કહે છે. એથી ઉલટું "ઉપસાગર."

**સંયોગીભૂમિ**—જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને સંયોગી ભૂમિ કહેછે. એથી ઉલટું "સામુદ્રધુની."

**ભૂશિર**—જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે. એથી ઉલટું "અખાત."

**પર્વત, પહાડ**—જમીનના ઘણાજ ઊંચા ભાગને પર્વત અને થોડા ઊંચા ભાગને પહાડ કહે છે, અને નીચેથી જોડાયલા ડુંગરોને **ડુંગરોની હાર** કહે છે.

**રણ**—જમીનના જે ભાગમાં તમામ રેતી સિવાય બીજુ કંઈ હોતું નથી તેને રણ કહે છે.

### પાણીના ભાગ.

**મહાસાગર**—સૌથી મોટા પાણીના ભાગને મહાસાગર કહે છે.

**સમુદ્ર**—માહાસાગરથી નાના પાણીના ભાગને સમુદ્રકહે છે.

**અખાત**—જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને અખાત કહે છે.

**ઉપસાગર**—પહોળા મોંહોડાવાળા અખાતને ઉપસાગર કહે છે.

**સામુદ્રધુની**—પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને સામુદ્રધુનિ કહે છે.

**સરોવર**—ચારે દિશાએ જમીનથી ઘેરાયલા પાણીના ભાગને સરોવર કહેછે.

**નદી**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળે છે તેને નદી કહે છે.

**નદીનુ મુળ** અને **મુખ**—જે જગ્યાએથી નદી નીકળે છે તે જગ્યાને તેનું મુળ અને જ્યાં સમુદ્રને મળે છે તે જગ્યાને મુખ કહે છે.

## પૃથ્વી.

પૃથ્વીનો આકાર ગોળ છે. એના પૂર્વ ભાગને પૂર્વ ગોળાર્દ્ધ અને પશ્ચિમ ભાગને પશ્ચિમ ગોળાર્દ્ધ કહે છે.

પૂર્વ ગોળાર્દ્ધમાં-એશિયા, યૂરોપ અને આફ્રિકા એ ત્રણ ખંડ છે; એ ત્રણ ખંડોને **જૂની દુનીયા** કહે છે. અને પશ્ચિમ ગોળાર્દ્ધમાં અમેરીકા ખંડ છે, તેને **નવી દુનીઆ** કહે છે કારણ કે ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસ નામના વહાણવટીએ એ ખંડ શોધી કાઢ્યો ત્યાં સૂધી તેની હયાતી વીશે કોઇ જાણીતું નોહોતું.

ઉપલા ચાર ખંડ શીવાય કેટલાક બેટોનો બનેલો પાંચમો ખંડ પૂર્વ ગોળાર્દ્ધમાં છે તેને આસ્ટ્રેલિયા ખંડ કહે છે.

---

# પ્રકરણ ૧ લું.

## એશિયા ખંડ.

**એશિયાની સીમા**—ઉત્તરે ઉત્તર માહાસાગર; પશ્ચિમે યૂરલ પર્વત, યુરલ નદી, કાસ્પીઅન સમુદ્ર, કાકેસસ પર્વત, કાળો સમુદ્ર, મારમોરા સમુદ્ર, આર્કિપેલેગો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, સુવેજની નહેર અને રાતો સમુદ્ર; દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે પાસિફિક મહાસાગર છે.

એશિઆના દેશો તથા તેમના ભાગ અને રાજધાની તથા મુખ્ય મોટાં શેહેરો નીચે પ્રમાણે છે:—

**દેશોનાનામ** **રાજધાની અને મુખ્ય શેહેરો.**

(૧.) બલૂચિસ્તાન. .........ખિલાત, ગંડાવા નદીપર છે અને દાદર.

(૨.) અફગાનિસ્તાન.........કાબુલ, કાબુલ નદીપર છે; ગીજની, કંદહાર, હિરાત અને પેશાવર.

(૩.) ઈરાન. ...............તેહેરાન; ઈસ્પહાન, શિરાજ, તબ્રિજ, યજદ, અસ્તરાબાદ, મશદ અને બુશીર.

(૪.) અરબસ્તાન. .........મક્કા, મદીના, મોખા, મસ્કત, જેડા; અને એડન (એ અંગ્રેજને તાબે છે).

(૫.) એશિયાઇ તુર્કસ્તાન—એના ચાર ભાગ છે.

૧. એશિઆ મેનર. ( લઘુ એશિયા )...સ્મર્ના.

૨. સિરિઆ .........દમાસ્કસ; અલેપ્પો, જેરૂસલમ, એકર.

૩. અલજજીરા, ઇરાક અરબી અને તુર્કી કુર્દીસ્તાન. } બગદાદ, બસ્રા, બાબિલન, અને હિલ્લા.

૪. આર્મીનીઆ. અર્ઝરૂમ, અને ત્રેબિઝાંડ બંદર છે.

(૬.) તાર્તરિ—એના ચાર ભાગ છે.

૧. પૂર્વ તાર્તરી.......કાશગર, યારકંડ અને ખોતાન.
૨. પશ્ચિમ તાર્તરી. ...બોખારા, ખીવા અને ખોકંડ.
૩. ચીનાઇ તાર્તરી...( ચીનમાં મંગોળીયા અને મંચુરીઆનુ એ.
૪. રુશિઆઈ તાર્તરી. સમરકંદ અને તાસ્કંદ.

(૭.) એશિઆઇ રુશિઆ—એના ત્રણ ભાગ છે.

૧. કાકેસસ પર્વતની દ-
ક્ષિણનો મૂલક. તિફ્લિસ; અને એરિવાન.
૨. સૈબીરિઆ. તોબોલસ્ક, અને ઈર્કૂત્સ્ક.
૩. રુશીઆઇ તાર્તરી. સમરકંદ અને તાસ્કંદ.

(૮.) જાપાન...............યદો; અને નાગાસાકી બંદર છે.

(૯.) ચીનાઇ રાજ્ય.

૧. શુદ્ધ ચીન ...... પેકિન, નાનકિન; શાંગહાય અને કંતાન
બે બંદર છે.
૨. ટિબેટ............લાસા, અને લાડક અથવા લે.
૩. મંગોલીઆ. ......મૈમતચીન અને કોબ્ડો.
૪. મંચુરીઆ. ......કીરીન-ઉલા અને મૌખ્ડન.
૫. કોરીઆ..........કીંગકીટાવ,

(૧૦) હિંદી ચીન—એના ચાર ભાગ છે.

૧ બ્રહ્મદેશ. .........માંદલેજ, આવા, અમરપુર, માકસો-
બા. આરાકાન, પ્રોમ, પેગુ અને રંગુન
તથા મુલમૈન. એ બે બંદર છે.
૨. શિયામ. .........બાંકોક, મૈનામ નદીને બંને કાંઠે છે.
૩. મલાયા. .........મલાક્કા, વેલેસ્લી અંગ્રેજના સંસ્થાન છે.
પીનાંગ અને સીંગાપોર બે બેટ પણ

અંગ્રેજના હાથમાં છે.

૪. કોચીન ચીન. ... સાઈગોન અને હુ.

(૧૧) સિંહલદ્વીપ કે લંકા, ...કાંડી; કોલંબો, પોઈન્ટડીગાલ, ત્રિંકોમાલી, અને પોઈંટપેદ્રો, એ ચાર બંદરછે.

(૧૨) ભરતખંડ (હિંદ).....કલકત્તા; મદ્રાસ, મુંબાઇ, દીલ્લી, આગ્રા, અલાહાબાદ, લખનોર, હૈદ્રાબાદ, પુના, સુરત, અમદાવાદ, લાહોર, અજમેર.

## એશિયાના મુખ્ય સમુદ્રો.

૧. રાતો સમુદ્ર—અરબસ્તાન અને આફ્રીકાની વચ્ચે છે.
૨. અરબી સમુદ્ર—હીંદુસ્તાન અને અરબસ્તાનની વચ્ચે છે.
૩. બંગાળાનો સમુદ્ર—હીંદુસ્તાન અને હીંદી ચીનની વચ્ચેછે.
૪. ચીનાઇ સમુદ્ર—ચીનની દક્ષિણે છે.
૫. પીળો સમુદ્ર—ચીન અને કોરીઆની વચ્ચે છે.
૬. જાપાની સમુદ્ર—કોરીઆ, ચીનાઈ તાર્તરી, અને જાપાનની વચ્ચે છે.
૭. ઓકોટસ્કનો સમુદ્ર—સૈબરીઆ અને કામરકાટકાની વચ્ચેછે.
૮. બેહેરીંગનો સમુદ્ર—કામસ્કાટકા અને અમેરિકાની વચ્ચેછે.

### મુખ્ય અખાત તથા ઉપસાગર.

(૧) એડનનો અખાત. અરબસ્તાન અને આફ્રિકાની વચ્ચે છે; (૨) ઈરાની અખાત. ઈરાન અને અરબસ્તાનની વચ્ચે છે; (૩) ઓમાનનો અખાત. અરબસ્તાન, ઈરાન અને બલુચીસ્તાનની વચ્ચે છે. (૪) કચ્છનો અખાત. અને ખંભાતનો અખાત. હિંદુસ્તાનની પશ્ચિમે છે. (૫) મનારનો અખાત. હિંદુસ્તાન અને લંકાની વચ્ચે છે. (૬) બંગાળાનો ઉપસાગર. હિંદુસ્તાન અને હિંદી ચીનની વચ્ચેછે. (૭) માર્ટાબાનનો અખાત. પેગુ અને તીનાસરીમની વચ્ચે છે. (૮)

સીયામનો અખાત. સીયામની દક્ષિણે છે. (૯) ટોનકીનનો અખાત. હેનાન અને કોચીન ચીનની વચ્ચે છે. (૧૦) પીચીલીનો અખાત. પીળા સમુદ્રમાં છે (૧૧) તાર્તરીનો અખાત. મંચુરીઆ અને સગેલીઅનની વચ્ચે છે. (૧૨) અનાદીરનો અખાત. એશિઆ (સૈબીરીઆ) અને અમેરીકા (આલાસ્કા) ની વચ્ચે છે. (૧૩) ઓબીનો અખાત. સૈબીરીઆની વાવ્ય કોણમાં છે. (૧૪) સીનોપનો અખાત. કાળા સમુદ્રમાં

## મુખ્ય સામુદ્રધુની.

(૧) બાબલ મંડબની સામુદ્રધુની. લાલ સમુદ્રને હિંદી મહાસાગર સાથે જોડે છે. (૨) ઓરમઝની સામુદ્રધુની. ઓરમઝના અખાતને ઓમાનના અખાત સાથે જોડે છે. (૩) પાકની સામુદ્રધુની હિંદુસ્તાન અને લંકાની વચ્ચે છે. (૪) મલાકકાની સામુદ્રધુની. મલાયા અને સુમાત્રાની વચ્ચે છે. (૫) ફારમોસાની સામુદ્રધુની. ચીન અને ફારમોસા વચ્ચે છે. (૬) કોરીઆની સામુદ્રધુની. કોરીઆ અને જાપાનની વચ્ચે છે. (૭) બેહેરીંગની સામુદ્રધુની. સૈબીરીઆ અને અમેરિકા (આલાસ્કા) ની વચ્ચે છે.

## મુખ્યબેટ.

ઉત્તર માહાસાગરમાં–લીઆકોવ અથવા નવું સૈબીરીઆ; પાસિફિક મહાસાગરમાં–ક્યુરાઇલ ટાપુઓ, એલ્યુશીયન ટાપુઓ, જાપાન (નીફોન, યસો, સીકોક, કીસ્યુ), સગેલીઅન; ચીનની દક્ષિણે–હેનાન, ફારમોસા, લુચ્યુ, પ્રુચ્યુ, મકાઉ, હોંગકોંગ; મલાકકાની સામુદ્રધુની પાંસે–પીનાંગ, સીંગાપોર, મલાકકા અને વેલેસ્લી; બંગાલી ઉપસાગરમાં આન્ડામાન અને નીકોબાર; હિંદી મહાસાગરમાં–લંકા અથવા સિંહલદ્વિપ, લક્ષદ્વિપ અને માલદ્વીપ; અરબી સમુદ્રમાં–સોકોટ્રા અને બેહેરીંગ. ભૂમધ્ય સમુદ્રમાં–લીસ્બોન, સૈપ્રસ, રોડ્સ, કોસ, પેટમોસ, સાયો, અને મીતીલીન. ઇરાની અખાતમાં–કરક, કિસ્મ અને ઓરમઝ.

## મુખ્ય સંયોગી ભૂમી.

૧ ક્રોની સંયોગી ભૂમી. મલાયા તથા બ્રહ્મદેશને સાંધે છે.

૨ સ્વેજની સંયોગીભૂમી—અરબસ્તાન અને આફ્રિકાની વચ્ચે છે એને ખોદીને હાલમાં નહેર બનાવી છે.

## મુખ્ય દ્વિપકલ્પ.

(૧) એશિઆ મૈનર; (૨) અરબસ્તાન. (૩) હિંદુસ્તાન—કાઠીઆવાડ. (૪) હિદીચીન-મલાયા, કામઓડીઆ. (૫) કોરીઆ. (૬) કામસ્કાટકા.

## મુખ્ય ભૂશિરો.

સેવરો ભૂશીર અથવા ઇશાન ભૂશિર સૈબિરીઆની ઉત્તરેછે પૂર્વ ભૂશિર બેહેરીંગની સામુદ્રધુની આગળ છે; લોપાટકા, કામસ્કાટકામાં છે; કામ્બોડીઆ, કોચિનચીનની દક્ષિણેછે; નીગ્રેસ, પેગુની દક્ષિણે છે; રોમાનીઆ ભૂશિર, મલાયાની દક્ષિણેછે; કન્યાકુમારી, હિંદુસ્તાનની દક્ષિણે; રાસઅલહદ, અરબસ્તાનની પૂર્વ દિશામાં છે. બાબા ભૂશિર, એશિઆ મૈનરની પશ્ચિમેછે. દિવ ભૂશિર, કાઠીઆવાડની દક્ષિણેછે.

## મુખ્ય પર્વત.

(હીંદુસ્તાનમાં) હિમાલય, સિવાલિક, સાતપૂડા, વિંધ્યાચળ, નિલગીરિ, પૂર્વઘાટ તથા પશ્ચિમઘાટ; (અફગાનિસ્તાનમાં) સુલેમાન અને હિંદુકુશ; (અરબસ્તાનમાં) સીનાઈ અને હોરેપ. (તુર્કસ્તાનમાં) લીબનાન અને તારસ (તાર્તરીમાં) બેલુરતાગ અને થીઆનસાન. (ટિબેટમાં) કારાકોરમ અને કુવેનલુન; (બલુચિસ્તાનમાં) હાલાપર્વત; (ઇરાનમાં) કુર્દિઁઝ અને એલ્બર્ઝ. (યુરોપ અને એશિઆ વચ્ચે) યૂરલ અને કાકેસસ પર્વત. (ચીનાઈ રાજ્યમાં) યુનલીંગ પર્વત છે. (સૈબીરીઆની દક્ષિણે) આલતાઈ પર્વત છે.

## મુખ્ય નદીઓ.

૧ ઉત્તરમાહાસાગરને મળનારી નદીઓ–ઓબી, યેનેસી અને લીના (રુશિઆમાંછે). આમુર નદી તાર્તરીના અખાતને મળેછે. ૨ પેહીઓ. હોઆંગો, યાંગસેકીઆંગ અને કંતાન ચીનાઈ રાજ્યમાં થઈને પાસીફીક માહાસાગરને મળેછે. ૩. સીયામમાં મેનામ અને કોચીન ચીનમાં મેકીઆંગ નદીછે તે સીયામના અખાતને મળેછે. ઈરાવદી નદી મારટાબાનના અખાતને મળેછે. ૪. બંગાળાના ઉપસાગરને મળનારી નદીઓ–ગંગા, બ્રહ્મપુત્ર, મહાનદી, ગોદાવરી, ક્રીસ્ણા, તુંગભદ્રા અને કાવેરી (હીંદુસ્તાનના પૂર્વ ભાગમાંછે). ૫ અરબી સમુદ્રને મળનારી નદીઓ–સીંધુ, (ઇંડસ), તાપી અને નર્મદા ૬. યુફ્રતીઝ અને તીગ્રીસ ઇરાની અખાતને મળેછે. ૭. આમુ અથવા ઓક્સસ અને સીરદરિઆ (તાર્તરીમાં વહીને આરલ સરોવરને મળેછે.) અફગાનિસ્તાનમાં કાબુલ નદી અને બલુચીસ્તાનમાં ગંડાવા નદીછે

## મુખ્ય સરોવર.

કાસ્પીઅન (દુનીઆમાં મોટામાંમોટું ખારા પાણીનું સરોવર,) આરલ અને બાલકાસ તાર્તરીમાંછે; બેકલ સરોવર રુશિઆમાંછે; ટિબેટમાં, ટેંગ્રીનોર અને પાલ્તે; હીંદુસ્તાનની ઉત્તરે, રાવણહૃદ અને માન સરોવર; અફગાનિસ્તાનમાં, હેલ્મન્ડ; તુર્કસ્તાનમાં વાન અને મૃતસરોવર; ઈરાનમાંઉરૂમીઆ અને બાખ્તેગન.

**મુખ્ય રણ**—ચીનાઇ તાર્તરીમાં ગોબીનું રણ છે.

**મુખ્ય નિકાસ**—બલુચિસ્તાનમાં ચામડાં, ઉન; અફગાનિસ્તાનના ઘોડા, ઈરાનમાં મોતી, ગલીચા, તલવાર, કેસર, અત્તર, બરણીઓ વીગેરે; અરબસ્તાનમાં ઘોડા, ગુંદર, બૂનદાણા; તુર્કસ્તાનમાં સાબુ, વાદળી, મરવાળાં; જાપાનમાં સોનું, રૂપું, તાંબુ, કોયલા, લખોટેલાં વાસણ, ચીનમાં રકાબી, રેશમીકાપડ, બંદુકનો દારૂ, ચા, ચલાણાં.

છાપવાની કળા તથા હોકાયંત્ર ચીનના લોકોએ શોધી કાઢયાં હતાં; સિયામમાં રત્ન; અને સીલોનમાં હાથીદાંત, હાથી અને મોતી થાયછે.

### અંગ્રેજના તાબાના દેશો.

હીંદુસ્તાનનો ઘણોખરો ભાગ, સીલોન, હીંદીચીનમાં—આસામ, આરાકાન, પેગુ અને તીનાસરીમ, મલાયાનો કેટલોક ભાગ, હોંગકોંગ, એડન, અને બોર્નીઓ નદી આગળ લેબ્યુન.

---

## પ્રકરણ ૨ જું.

### ભરતખંડ કે (હિંદુસ્તાન.)

સીમા—ઉત્તરે હિમાલય, હિંદુકુશ, તથા કારાકોરમ પર્વત અને તેની પેલીમેર ટિબેટ દેશ છે. પશ્ચિમે સુલેમાન પર્વતની પેલીમેર અફગાનિસ્તાન અને હાલા પર્વતની પેલીમેર બાલુચિસ્તાન દેશ તથા અરબી સમુદ્ર છે. દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે બંગાળી ઉપસાગર તથા બ્રહ્મદેશ અને આરાકાનના ડુંગરા છે.

હિંદુસ્તાનની ત્રણે દિશાએ પાણીછે તેથી એને હિંદી દ્વિપકલ્પ પણ કહેછે. એનો આકાર ત્રિકોણ છે અને એમાં આસરે ૨૫।। કરોડ માણુસની વસ્તી છે. એની લંબાઇ ૧૯૦૦ મૈલ અને પહોળાઇ ૧૮૦૦ મૈલ છે. હિંદી રાજ્યના ઉપરીને ગવરનર જનરલ કહે છે, વિંધ્યાચળ પર્વતથી એના બે ભાગ થયા છે. ઉત્તર ભાગને (૧) હિંદુસ્તાન અને દક્ષિણ ભાગને (૨) દખણ કહેછે.

| (૧) મુખ્ય ભાગ તથા વિભાગ | મુખ્ય શેહેરો. |
|---|---|
| ૧. મુંબઇ ઇલાકો. ......... | એના પાંચ ભાગછે. રાજધાનીનું શેહેર મુંબઇ છે. |
| ૧ સિંધ. ......... | હૈદ્રાબાદ, શિકારપુર, કરાંચી, ઉમરકોટ. |

| | |
|---|---|
| ૨ કચ્છ ............ | ભૂજ, માંડવી, અંજાર અને મુંદરા. |
| ૩ ગૂજરાત. ...... | અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, ખંભાત, પાલણપુર, રાજકોટ, ભાવનગર જુનાગઢ, દ્વારકા, પોરબંદર, વઢવાણ. |
| ૪ ઉત્તર મહારાષ્ટ અથવા કોકણ. | પુણા, સતારા, સોલાપુર, અહંમદનગર, અકલકોટ, ધુળીઆ, રત્નાગિરિ, નાશક. મુંબાઈ, દમણ, પૈઠણ. |
| ૫ દક્ષિણ મહારાષ્ટ્ર (ઉત્તર કાનડા.) | ધારવાડ, કારવાડ, બેલગામ, કોલાપુર, અને કલાદગી. |

૨. મદ્રાસ ઈલાકો .........એ ઇલાકામાં ચાર પ્રાંતછે. રાજધાનીનું શેહેર મદ્રાસ છે.

| | |
|---|---|
| ૧ દક્ષિણ કાનડા...... | હોનાવર અને કુમેટ. |
| ૨ મલબાર ......... | મેંગલુર, કાનાનુર, કાલીકટ અને માહી. |
| ૩ કર્ણાટક | ત્રિચિનોપોલી, તંજાવર, વાંડીવાસ, મદ્રાસ, પોંડીચેરી, પોર્ટોનોવો, દેવીકોટા અને આર્કોટ. |
| ૪ ઉત્તર શિરકાર ... | ગંતુર, રાજમહેંદ્રી અને મછલીપટણ. |
| ૫ મલબાર કાંઠો ... | ત્રીવણદ્રામ અને કન્યાકુમારી, |

૩. બંગાલા ઇલાકો.........એમાં ચાર પ્રાંતછે. રાજધાની કલકત્તાછે.

| | |
|---|---|
| ૧ બંગાલા .. ... | કલકત્તા હુગલી નદીપરછે, મુર્શીદાબાદ, ઢાકા, શ્રીરામપુર, ચંદ્રનગર,ચિનસુરા, બર્ધવાન, કાસમબજાર, બાકરગંજ, દીનાજપુર અને સુંદરવન. |
| ૨ બહાર પ્રાંત ...... | પટણા, બકસર, મોંગીર, અને ભાગલપુર. |
| ૩ ઓઢીઆ ....... | કટક, જગન્નાથપુરી અને બલેશ્વર. |
| ૪ છોટાનાગપુર ...... | રાંચી. |

૪. * આગ્રાઈલાકો ......... એમાં ૩ પ્રાંત છે. રાજધાની આગ્રા, અને અલાહાબાદ.

1. આગ્રાપ્રાંત ...... આગ્રા, [1]ગોકુલમથુરા, અલીગઢ, કનોજ [2]કાનપુર, કલ્પી, ઈટાવા, કલીંજર અને ફતેહપુર
2. અલાહાબાદ ...... [1]અલાહાબાદ, [1]બનારસ (કાસી), ગાજીપુર, ગોરખપુર, જુવાનપુર, મીરજાપુર, અને કનોજ.
3. અયોધ્યા......... લક્નૌ, [1]ફૈઝાબાદ, અયોધ્યા, રાયબરેલી સુલતાનપુર, ગાજીપુર અને સીતાપુર.

૫. પંજાબઈલાકો. ......... એમાં પાંચ પ્રાંત છે.

1. દિલ્લી પ્રાંત ...... દિલ્લી, કર્નાલ, ફરૂકાબાદ, પાણીપત, થાનેશ્વર, મીરત વગેરે.
2. ગઢવાલ પ્રાંત.... [1]બદરીનાથ, [1]હરીદ્વાર અને શ્રીનગર.
3. કમાઉન પ્રાંત. ... અલમોડ અને ચંપાવત.
4. પંજાબ પ્રાંત .... લાહોર, અમૃતસર, અટક, રાવલ પીંડી, ડેરાગાજીખાન, જેલમ, બક્કર, [3]ગુજરાત, [3]ચીલીઅનવાલા, [3]રામનગર, [3]અલીવાલ, [3]સોબ્રોન, લુધીઆણા, અંબાલા, [4]સિમલા વીગેરે.
5. મુલતાન પ્રાંત...... મુલતાન અને મીટનકોટ.

---

*. આગ્રાપ્રાંત અને અલ્હાબાદ પ્રાંતને વાવ્યપ્રાંતો કહેછે.
1. જાત્રાનું ઠેકાણું છે.
2. એમાં લશ્કર રહેછે.
3. આ જગ્યાએ લઢાઈ થઈ હતી.
4. ગવર્નર જનરલનું હવા ખાવાનું ઠેકાણું.

૬ મ્હૈસુર અને કુર્ગનાં સંસ્થાન એમાં બે પ્રાંત છે

| | |
|---|---|
| ૧ મૈસુર. | મૈસુર (રાજધાની), શીરંગપટણ, બેંગલુર અને હરીહર. |
| ૨ કુર્ગ સંસ્થાન.... | મર્કારા. |
| ૩ કોચિન... ... | કોચિન અને ત્રિચુર. } આ બે દેશી રાજ્ય છે. |
| ૪ ત્રાવણકોર ... | ત્રિવાન્દ્રમ અને અલીપલી. } |

૭ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન.

| | |
|---|---|
| ૧ હૈદ્રાબાદ. ... | હૈદ્રાબાદ, ઔરંગાબાદ, દોલતાબાદ, સીકંદ્રાબાદ, ગોલકોંડા, ઝાલનાબંદર, વરંગુળ, ગુલબર્ગ વગેરે. |
| ૨ વરાડ........... | ઈલીચપુર અને ઉમરાવતી. |

૮ મધ્યપ્રાંતો...............સાગર, નાગપુર, છતીસગઢ, સંબલપુર, *કાશ્પટી, જબલપુર, આસીરગઢ, બરાનપુર, ખંડવા વીગરે.

૯ મધ્યહિંદ એજન્સી........

| | |
|---|---|
| ૧ ગ્વાલીઅર[1]... ... | *ગ્વાલીઅર રાજધાની છે; ઉજજન, ઝાંસી, અને ચંદેરી. |
| ૨ [2]ઈંદોર ........ | ઇંદોર, *મહુ. |
| ૩ ભોપાલ.......... | ભોપાલ એમાં બેગમનું રાજ્ય છે. |
| ૪ નાનાં રાજ્યો. ... | ધાર, રતલામ, જાવડા, જાંબુઆ. |
| ૫ બુંદેલખંડ....... | પન્ના, અર્ચા, છતરપુર, અને રેવા. |

૧૦ રજપુત સંસ્થાનો.........એમાં ૧૮ દેશી સંસ્થાન છે.

---

* એમાં લસ્કરની છાવણી છે. ૧ એમાં સીંધીઆનું રાજ્ય છે. ૨ એમાં હોલ્કરનું રાજ્ય છે.

તેના નામ. ૧ મેવાડ (ઉદેપુર). ૨ મારવાડ (જોધપુર). ૩ જેપુર; ૪ બુંદી. ૫ બિકાનેર. ૬ કોટા. ૭ કીરોલી. ૮ કિશનગઢ. ૯ જેસલમેર. ૧૦ અલવડ. ૧૧ શિરોહી. ૧૨ ડુંગરપુર. ૧૩ વાંસવાડા. ૧૪ પ્રતાપગઢ. ૧૫ ઝાલાવાડ; (જાટ સંસ્થાનો) ૧૬ ભરતપુર અને ૧૭ ધોળપુર.

૧૮ (મુસલમાની સંસ્થાન) ટોંક.

**૧૧** આસામ..............ગોહત્તી.

**૧૨** સ્વતંત્ર પહાડી રાજ્યો.

૧ નેપાલ....ખટમંડુ, લલીતપટણ, મકવાનપુર, અને ગુરખા,

૨ ભૂતાન...ટચાસીટચુડન અને પુનાખ.

૩ મણીપુર...એ રાજ જરા સુધરેલું છે.

**૧૩** પોર્તુગીઝ અને ફ્રેંચના સંસ્થાન.

૧ પોર્તુગીઝને તાબે. દીવ, દમણ, ગોવા,

૨ ફ્રેંચને તાબે.....{ચંદ્રનગર, યાનાન (ગોદાવરીના મુખ આગળ), પોંડીચેરી, કારોમાંડલ કીનારે કારીકલ અને મલબાર કાંઠે માહી.

૩ હબસીને તાબે—જંજીરા અને જાફ્રાબાદ.

૪ વલંદાને તાબે—ચીનસુરા.

**અંગ્રેજના રક્ષણ હેઠળના દેશી રાજ્યોના નામ—૧ હૈદ્રાબાદ. ૨ મ્હૈસુર. ૩ કોચીન. ૪ ત્રાવણકોર. ૫ કોલાપુર. ૬ સાવંતવાડી. ૭ ઈંદોર. ૮ ગ્વાલીઅર. ૯ ભોપાલ. ૧૦ ગુજરાત. ૧૧ કચ્છ. ૧૨ રજપુતસંસ્થાનો. ૧૩ ભાવલપુર. ૧૪ પહાડી રાજ્યો. ૧૫ સીકીમ. ૧૬ કાશ્મિર.**

## (૨) હિંદુસ્તાનના બંદર.

**પશ્ચિમ કિનારે**—કરાંચી, માંડવી, પોરબંદર, જાફ્રાબાદ,

ઘોઘા, ભાવનગર, ઘોલેરા, ખંભાત, મુંબઇ. રત્નાગીરી, ગોવા, ભરૂચ, સુરત, કારવાડ, વલસાડ, દમણ, વસાઇ, માંગલોર, કાનાનુર, કલીકટ, માહી અને કોચીન.

**પુર્વકિનારે**—મદ્રાસ, પોંડીચેરી, મછલી પટ્ટણ, ગંજામ, જગન્નાથપુરી, કટક, બાલાસોર, કલકત્તા, મતલાહ અને ચીનાગોંગ.

**(૩) મુખ્ય પર્વતો**—(૧) ઉત્તરે હીમાલય-એના મુખ્ય શિખરો ગંગોત્રી, જમ્નોત્રી, કાંચનગંગા, નંદાદેવી, ચમલારી, એવેરેસ્ટ, એ દુનીઆમાં સૌથી ઉંચું શીખર છે અને ધવલગીરી, કૈલાસ અને (૨) શીવાલીક. (૩) પશ્ચિમે-સુલેમાન અને (૪) હાલા. (૫) મધ્ય હિંદુસ્તાનમાં-વિંધ્યાચળ અને (૬) સાતપુડા. (૭) કોકણકાંઠે સંહ્યાદ્રી, (૮) પૂર્વઘાટ, (૯) પશ્ચિમ ઘાટ. (૧૦) નિલગીરી. (૧૧) અરવલીના ડુંગરા રજપુસ્તાનમાં છે. (૧૨ ચીતુરના ડુંગરા, (૧૩) નાગપુરના ડુંગરા, (૧૪) કાઠીઆવાડમાં શેત્રુંજો, (૧૫) ગીરનાર અને (૧૬) પાવાગઢ, (૧૭) બ્રહ્મપુત્રાની પૂર્વે ચિતાગોંગ, ટીપરાહ, ખાશી, ગારો વીગેરે પાહાડ છે.

**(૪) મુખ્ય અખાત**—(૧) ખંભાતનો અખાત, (૨) કચ્છનો અખાત, (૩) મનારનો અખાત, (૪) મારટાબાનનો અખાત (૫) અને બંગાલાનો ઉપસાગર.

**(૫) મુખ્ય બેટ**—(૧) દીવ. (૨) મુંબઇ, (૩) સાષ્ટી. (૪) લંકા. (૫) આંડામાન. (૬) નીકોબાર. (૭) લક્ષદ્વીપ. (૮) માલદ્વીપ. (૯) મનાર. (૧૦) રામેશ્વર.

**(૬) મુખ્ય ભૂશિરો**—લંકાની દક્ષીણે દોંદ્રાહેડ, કન્યાકુમારી, કાલિમેર, રામાસ, પાલમૈરા, દીવ અને જગત ભૂશિર.

**(૭) મુખ્ય સામુદ્રધુની**—પાક અને મનાર હિંદુસ્તાન અને લંકાની વચ્ચે છે.

**(૮) મુખ્ય દ્વીપકલ્પ**—કાઠીઆવાડ ( હિંદુસ્તાન પોતે )

**(૯) હિદુસ્તાનના સરોવર**—૧. મદ્રાસ ઈલાકામાં પુલીકટ, કોલર, ૨. બંગાલા ઇલાકામાં—ચીલકા. ૩. વરાડ પ્રાંતમાં લુનાર. (ખારા પાણીનું છે ) ૪. રજપુતસ્થાનમાં-સાબર અને ગેબર ૫. હિંદુસ્તાનની ઉત્તરે-રાવણ હૃદ, માનસરોવર, ( કાશ્મીરમાં ) બુલર, તે ગ્રીનુર અને પાલ્ટે સરોવર, ૬. સિંધમાં-મંચર.

**(૧૦)જાત્રાના ઠેકાણાં**—બદ્રીનાથ, કેદારનાથ, હરીદ્વાર, મથુરાં, વંદ્રાવન, ગયાજી, બનારસ (કાસી), જગનનાથજી, મથુરા, રામેશ્વર, પંઢરપુર, દ્વારકા, ગીરનાર, પાલીતાણા, દીવ (ને સુદામાપુરી કહેછે ) પ્રભાસપાટણ, ચાંદોદ, નાશક, ડાકોર, (આબુ ) અંબાજી, અને બહુચરાજી.

**(૧૧) છાવણીના ઠેકાણા**—કાનપુર, કામ્પટી, લશ્કર, મહુ, નસીરાબાદ, દીસા, ઇંદોર, હૈદ્રાબાદ, વડોદરા, અમદાવાદ, મુબઈ, પુના, મદ્રાસ, નીમચ, બેંગલોર, નાગપુર, લાહોર, કલકત્તા.

**(૧૨) હુવાખાવાના ઠેકાણા**—સીમલા, નીલગીરી, મહાબલેશ્વર, નસીરાબાદ, આબુ, દાર્જીલીંગ, માથેરાન, ઉતકમંદ, ડીંડીગલ.

## ૧૩. હિંદુસ્તાનની નદીઓ.

૧. બંગાળાના ઉપસાગરને મળનારી નદીઓ—ગંગા, બ્રહ્મપુત્રા, મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનેર, પન્નાર અને પલાર.

૨. અરબી સમુદ્રને મળનારી નદીઓ—સીંધુ, ભાદર, તાપી; અને મહી, સાબરમતી અને નર્મદા, એ ત્રણ નદી ખંભાતના અખાતને મળે છે.

૩. કચ્છના રણમાં વેહેનારી નદીઓ—મચ્છુ, આજી અને લુણી.

૪. સીંધુના ફાંટા—જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ, અને કાબુલ (એ બધા ફાંટા પંજાબ પ્રાંતમાં છે.)

૫. ગંગાના ફાંટા—ગોગરા, શોન, જમના (એના ફાટાં-ચંબલ, સીંધ અને બતવા સહીત) કૌશિકી, ગંડકી, કુશી, રાપતી, અને હુગળી.

૬. કૃષ્ણા નદીના ફાંટા—વારણા, ભીમા, અને તુંગભદ્રા.

૭. ગોદાવરીના ફાંટા—પેનગંગા, વર્ધા, વેનગંગા, અને મંજીરા.

**(૧૪) મુખ્ય રણ**—થરપારકરનું રણ સીંધમાં છે. અને કચ્છનું રણ કચ્છની પૂર્વે છે.

## (૧૫) નદી ઉપરના મોટાં શેહેર.

**બ્રહ્મપુત્રા**—દરભંગ, ગૌહત્તી અને ઢાકા.

**ગંગા**—બદ્રિનાથ, હરિદ્વાર, મીરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર, ફતેહપુર, અલાહબાદ, મીરઝાપુર, કાશી, ગાઝીપુર, ચુનાર, બકસર, પટણા, મોંગીર, ભાવલપુર, રાજમહાલ, અને મુર્શિદાબાદ.

**જમના**—થાનેશ્વર, પાણીપત, દિલ્લી, મથુરા, આગ્રા, ઇટાવા, અલાહબાદ અને શાહાજાનપુર.

**ચંબલ**—ધોળપુર અને કોટા. **હુગલી**—કલકત્તા.

**સિંધુ**—અટક, ડેરાગાઝીખાન, ડેરાઇસ્માલખાન, મીટનકોટ, હૈદરબાદ, કરાંચી, ઠઠ્ઠા, શીકારપુર, સક્કર અને બક્કર.

**સતલજ**—સિમલા, અલીવાલ, ફીરોજપુર, લુધ્યાણા, સોબ્રોન, અને ભાવલપુર. **રાવી**—લાહોર અને અમૃતસર.

**નર્મદા**—ભરુચ, નાંદોદ, ચાંદોદ, જબલપુર અને સુકલતીર્થ. (જાત્રાનું ઠેકાણુંછે).

**તાપી**—સુરત, રાંડેલ, બરાનપુર અને નાગપુર.

**સાબરમતી**—અમદાવાદ, સાદરા.

**મહી**—ખંભાત, લુણાવાડા.

**વિશ્વામિત્રી**—વડોદરા.

**ગોદાવરી**—નાશીક, ઐારંગાબાદ, રાજમહેંદ્રી, યેનાન, પૈઠણ.

**મુલામુઠા**—પુણા.
**કાવેરી**—શ્રીરંગપટણ, ત્રીચીનાપોલી અને ત્રાંકવીબાર.

---

## (૧૬) કયા કયા શેહેરોની શીશી ચીજો વખણાયછે.

કાસ્મીરની શાલ; બંગાળાની ખાંડ તથા ચોખા; ઢાકાની મલમલ; માળવાનું અફીણ; કાઠીઆવાડના ઘોડા; સુરતની બરફી તથા પાપડી; કચ્છના ઘોડા;અમદાવાદની મરકી,અતલસ તથા મશરૂ; પાટણનાં પટોળાં; ભરૂચનો ગુંદરપાક અને રૂ; ગોવલકોંડા અને પન્નાના હીરા; ચંદેરીની પાઘડીઓ; નાગપુરના ધોતીજોડા; માંગલોરની સોપારી; શીરોહીની તલવાર; કાશીના લોટા અને પીતાંબર; મલબારના લાકડા; નાશકના લોટા; મુંબઇનો હલવો; ખંભાતની સુતરફેણી; મથુરાના પેંડા; પુનાના પાન; બરાનપુરના સેલાં; ધોલેરાનું રૂ; લંકાના હાથીદાંત; (જેપુરમા મુલ્યવાન ધાતુની ખાણો છે) અને જામનગરનું કંકુ.

**(૧૭) મુખ્ય નિકાસ વીગેરે**—ભરતખંડની જમીનમાંથી લોઢું અને તાંબુ ખુબ નીકળેછે. બંગાળા અને મધ્યપ્રાંતોમાં કોયલા, કેટલેક ઠેકાણે સુરોખાર, પંજાબ અને રજપૂત સંસ્થાનોમાં મીઠું, બુંદેલખંડ અને પંજાબમાં સોનુ અને રત્ન, અને લંકાં ( સીલોન ) ની આસપાસથી મોતી નીકળેછે.

એ શિવાય હિંદુસ્તાનમાં જાતજાતના ઝાડ પુશકળ ઉગેછે, દક્ષિણમાં પશ્ચિમ કાંઠે મરી અને એલચીનાં ઝાડ ઉગેછે તથા મસાલા અને તેજાનાનાં વસાણાં, ચા, બુન, કપાસ, અને તમાકુ, માળવામાં અફીણ, અને ઘણે ઠેકાણે સઘળી જાતનું ધાન્ય, કંદમુળ, મેવો અને શાક ભાજી પુશ્કળ થાયછે.

---

**રાજ્ય વિભાગ**—લંકા સિવાય આખા ભરતખંડપર ગવર્નર-

જનરલની સત્તાછે. તેના હાથ નીચે મુંબઈ અને મદ્રાસ ઈલાકામાં ગવર્નરો રહેછે. તથા પંજાબ, વાવ્યપ્રાંતો અને બંગાળામાં લેફ્ટેનન્ટ ( સાહાયકારી ) ગવર્નરો રહેછે.

મહેસુર, મધ્યપ્રાંતો, અયોધ્યા, આસામ અને બ્રિટિશ બ્રહ્મદેશમાં મુખ્ય કમિશનરો રહેછે.

હૈદ્રાબાદ, મધ્યહિંદ એજન્સી, રજપુતાના, નેપાળ અને ભરતખંડની અંદરના તેમજ બાહારના સંસ્થાનો વીગેરે ઠેકાણે રેસિડંટ ( પોલિટીકલ એજંટો ) રહેછે.

---

## પ્રકરણ ૩ જું.

## યૂરોપખંડ.

**સીમા**—ઉત્તરે ઉત્તર માહાસાગર, પશ્ચિમે આટલાંટીક માહાસાગર, દક્ષિણે જીબ્રાલ્ટરની સાસુદ્રધુની, ભૂમધ્ય સમુદ્ર, આડ્રીઆટિક સમુદ્ર. આર્કિપેલેગો સમુદ્ર, મારમોરા સમુદ્ર, કાળો સમુદ્ર અને કાકેસસ પર્વત, પૂર્વે યૂરલ પર્વત, યૂરલ નદી, કાસ્પીઅન સમુદ્ર અને તેની પેલીમેર એશીઆ ખંડ છે.

**દેશના નામ..........રાજધાની અને મોટાં શેહેરોનાં નામ.**

૧. ઇગ્લાંડ...............લંડન, ટેમ્સ નદીપરછે;—લિવર્પુલ, *માનચેસ્ટર, †ન્યૂકેસલ, ०બર્મિંગહામ, ० શેફીલ્ડ, લીઝ, નોટીંગહામ, બ્રિસ્ટલ, હલ, [1]ઑાકસફર્ડ, [1]કેમ્બ્રીજ, [2]કેન્ટર્બરી,

---

* રના વેપારથી પ્રખ્યાતછે. † કોયલાની ખાણો એની પાડોશમાં ઘણી છે. ० અહિંઆ છરી વીગેરે લોઢાના હથિઆરો બને છે. ૧. એમાં પાઠશાળા છે. ૨. અહિંઆ મોટા ધર્માધ્યક્ષ રહેછે.

પોર્ટ્સ્મથ પ્લિમથ. અને *યોર્ક.

વેલ્સ..................કાર્ડિફ, સ્વાન્સી, [3]મિલ્ફર્ડહેવન, કાર્મા-ર્ધેન અને કાર્નાર્વેન.

૨. સ્કૉટ્લાંડ...............[1]એડીનબરો—[1]ગ્લાસગો, ગ્રીનાક અને લીથ બંદરો છે, ડંડ્રીઝ, ફાલ્કર્ક, સ્ટાર્લિંગ, અને [1]આબર્ડીન.

૩, આયર્લાંડ................[1]ડબ્લિન, લિફ્રી નદીપર છે-ક્વીન્સ્ટાઉન, લિમરિક, લંડનડરી, બેલ્ફાસ્ટ, ક્રીંગ્સ્ટાઉન, અને કૉર્ક.

૪. ફ્રાન્સ..................પારિસ, સીન નદીપર છે;—૨રુએન, ટુલુઝ, નેન્ટસ, બોર્ડો, માર્સેલ્સ, લૈઓન્સ

૫. સ્પેન....................માંડ્રિડ, માંઝનરીઝ નદીપર છે;-[1]સાલામાંકા, સારાગોસા, બાર્સિલોના, વાલેન્શિયા, કેડીઝ, જીબ્રાલ્ટર, કોરોન્ના વીગેરે.

૬. પોર્ચ્યુગાલ..............લિસ્બોન, ટેગસ નદીપરછે; ઓપોર્ટો, અને [1]કોઈમ્બ્રા.

૭. બેલ્જીઅમ......... ...બ્રસેલ્સ, સેન્ન નદીપરછે; ઘેંટ, [2]લીએજ.

૮. હોલાંડ (નેધર્લાંડ).........આમસ્ટર્ડામ, વાઈ નદીપર છે; રોટર્ડામ, હેગ, અને લીડ[1]ન

૯. જર્મનિ...... ... ......ડાન્ટઝિગ, વિસ્ચુલા નદીપરછે, ફ્રાંકફોર્ટ મેગ્ડિબર્ગ, [1]મ્યુનીચ, આલ્ટોના, હામ્બર્ગ.

પ્રુશિઆ...............બર્લિન-રાજધાની છે.

---

* એમાં ધર્માધ્ય રહેછે. ૧ એમાં પાઠશાળા છે. ૨ એમાં લુહાર કામ નથા ઘડીઆળો બને છે. ૩ સૌથી મોટું બંદર છે.

૧૦. ડેન્માર્ક... ... ...કોપન્હેગન; અને એલ્સીનોર.
૧૧. સ્વીડન ... ... ...સ્ટોકહોમ, મીલર સરોવરપર છે; અને કા-
લૅસ્ક્રોના. નૌકાસૈન્યનું સ્થળ છે.
૧૨. નોર્વે... ... ......ક્રિસ્ચિઆના; બર્ગન, હામર્ફેસ્ટ.
૧૩. યુરોપી રૂશિઆ.. ...સેંટ પાટર્સબર્ગ, નીવા નદીપર છે; *મો-
સ્કો, રૈમા, આસ્ત્રાખાન વોલ્ગા નદીપરછે.
અને સેબાસ્ટોપલ, ક્રીમીઆને કાંઠે
નૌકા સૈન્યનું સ્થળ છે.
૧૪. આસ્ત્રીઆ... ......વીએના, ડાન્યુબ નદીપર છે; પ્રેસબર્ગ,
અને બ્યુડા.
હંગરી ... ... ...પેસ્થ: પ્રેગ, બોહિમીઆની રાજધાનીછે.
૧૫. સ્વિતઝલાંડ ... ...બર્ન, આર નદીપર છે; જીનીવા, ર્‍હોન
નદીપર છે; અને ઝુરિચમાં પાઠશાળાછે.
૧૬. ઈટાલિ ... ... ...રોમ, ટૈબર નદીપર છે:–સિસિલીની રા-
જધાની પાલર્મો; ટચુનિશ, ફ્લોરેન્સ,
અને જીનોઆ,
૧૭. યુરોપી તુર્કસ્તાન......કોન્સ્ટાન્ટિનોપલ કે ઇસ્તંબૂલ અને આ-
દ્રિઆનોપલ.
રોમાનીઆ.........બુચરેસ્ટ.
સર્વિઆ.............બેલગ્રેડ.
મોન્ટીનિગ્રો..........જેટીંજે.
૧૮ ગ્રીસ.................આથેન્સ; સ્પાર્ટા, અને કોરિંથ.

૩ એમાં ૨ મહીના સૂધી સૂર્ય ઉનાળાના દીવસમાં આથમતો નથી * રૂશિઆની અસલ રાજધાની મોસ્કો હતુ.

## મુખ્ય સમુદ્ર.

૧ **શ્વેત સમુદ્ર**—રશિઆની ઉત્તરે.

૨ **બાલ્ટિક સમુદ્ર**—સ્વિડનને જર્મની અને રશિઆથી જુદોપાડેછે.

૩ **ઉત્તર અથવા જર્મન સમુદ્ર**—ઈંગ્લાંડ, જર્મની, ડેન્માર્ક વીગેરેની વચ્ચે છે.

૪ **ભૂમધ્ય સમુદ્ર**—યુરોપ અને આફ્રીકાની વચ્ચેછે.

૫ **આડ્રિઆટિક સમુદ્ર**—ઇટાલી અને તુર્કસ્તાનની વચ્ચેછે.

૬ **આર્કિપેલેગો સમુદ્ર**—ગ્રીસ અને એશિઆઈ રશિઆની વચ્ચેછે.

૭ **મારમોરા સમુદ્ર**—યુરોપી તુર્કસ્તાન અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચેછે.

૮ **કાળો સમુદ્ર**—રશિઆ અને એશિઆઈ તુર્કસ્તાનની વચ્ચેછે.

૯ **આઝોફ્ સમુદ્ર**—રશિઆની દક્ષિણે છે.

૧૦ **આઇરિશ સમુદ્ર. અને નોર્થચે- | ઈંગ્લાંડ અને ફ્રાન્સ-**
**નલતથા સેન્ટ જ્યોર્જીસચેનલ. |** ની વચ્ચેછે.

૧૧ **અયોનિઅન સમુદ્ર**—ઇટાલી અને ગ્રીસની વચ્ચેછે.

---

## યુરોપખંડના મુખ્ય અખાત.

**શ્વેત સમુદ્રમાં**—આર્ચેંગલ, ઓનીગા, અને કંદાલસ્ક.

**બાલ્ટીક સમુદ્રમાં**—બોથનિયા, ફિન્લાંડ, રેગા, અને ડાન્ટઝીક.

**ભૂમધ્ય સમુદ્રમાં**—લંઓન્સનો અખાત, જીનોઆનો અખાત, ટારેન્ટોનો અખાત, વેનિસનો અખાત અને લેપેન્ટોનો અખાત.

**કાળા સમુદ્રમાં**—ઓડીસાનો અખાત અને પેરેકોપનો અખાત.

દરેક અખાત કયા દેશમાં છે તે નકશાપરથી શીખવવું.

---

## મુખ્ય ઉપસાગર.

**બિસ્કે ઉપસાગર**—સ્પેનની ઉત્તરે અને ફ્રાંન્સની પશ્ચિમેછે; **નેપલ્સ ઉપસાગર** ઈટાલીની પશ્ચિમેછે, અને ડબ્લિન ઉપસાગર.

---

## મુખ્ય સામુદ્રધુની.

૧. વેગેચની સામુદ્રધુની રૂશિઆની ઉત્તરેછે; ૨ સાઉન્ડ, ૩. ગ્રેટ બેલ્ટ ૪. લીટલ બેલ્ટ એ ત્રણ સ્કેગેરેક, કેટીગેટ અને બાલ્ટિક સમુદ્રને જોડેછે; ૫. ડોવરની સામુદ્રધુની જર્મન સમુદ્ર તથા ઈંગ્લિશ ચેનલને જોડેછે; ૬. જીબ્રાલ્ટરની સામુદ્રધુની ભુમધ્ય સમુદ્ર તથા આટલાંટિક મહાસાગરને જોડેછે; ૭. બોનિફેશિઓની સામુદ્રધુની કોર્સિકા અને સાર્ડીનીઆની વચ્ચેછે. ૮. મેસિનાની સામુદ્રધુની ઈટાલી અને સિસીલીની વચ્ચેછે. ૯. ઓટ્રાન્ટોની સામુદ્રધુની ઈટાલી અને તુર્કસ્તાનની વચ્ચેછે. ૧૦ કોન્સ્ટાંટિનોપલ અથવા બોસ્પરસની સામુદ્રધુની મારમોરા સમુદ્ર તથા કાળા સમુદ્રને જોડેછે, ૧૧. ડાર્ડેનલ્સ અથવા હેલેસ્પોંટની સામુદ્રધુની આર્કીપેલેગો અને મારમોરા સમુદ્રને જોડેછે. ૧૨. કર્ટક અથવા યેનીકેલની સામુદ્રધુની કાળા સમુદ્રને તથા આઝોફના સમુદ્રને જોડેછે.

## *મુખ્ય દ્વીપ (બેટ.)

ઉત્તર મહાસાગરમાં,—વેગેચ, નોવાઝેમ્બ્લા, સ્પિટ્સબર્ગન, લોફોડન અને કોલગેવ; આટલાંટિક મહાસાગરમાં—આઈસલાંડ, ફેરો, બ્રિટિશઆઈલ્સ (ગ્રેટબ્રિટન અને આયર્લંડ), એઝોરેસ તથા હેબ્રિડીઝ; બાલ્ટિક સમુદ્રમાં—ડેનિશઆઈલ્સ (ઝીલાંડ. ફ્યુનેન, લેલેંડ), રૂગેન, ઓલેંડ, ગોથલેંડ, ઓઇસેલ વીગેરે; ભૂમધ્ય સમુદ્રમાં—બેલિઆરીક,

---

* દરેક બેટ કોને તાબે છે તે નકસામાં આપેલા બેટની જગ્યા અને રંગ ઉપરથી શીખવવું.

ટાપુઓ (મેજોરકા, મીનરકા, ઇવીઝા, ફોરમેન્ટરા), હીરીઝ, અશન્ટ, કોરસિકા, સાર્ડીનીઆ, સિસિલી, માલ્ટા, ગોઝો, અયોનીયન ટાપુઓ, અને કેન્ડીઆ; આર્કિપેલેગો સમુદ્રમાં-નિગ્રોપોંટ, સાઇકલેડીસ વગરે.

## મુખ્ય દ્વિપકલ્પ.

૧. સ્કેન્ડિનેવીઆ (નોર્વે અને સ્વીડનને કહેછે); ૨ જુતલાંડ ડેન્માર્કની ઉત્તરે છે; ૩ ધી પેનિન્સ્યુલા (સ્પેન અને પોર્ચુગાલને કહેછે); ૪ ઇટાલી; ૫ મોરિઆ. ગ્રીસની દક્ષિણે છે; ૬ ક્રિમિઆ, રૂશિઆની દક્ષિણે છે.

## મુખ્ય સંયોગી ભૂમીઓ.

૧ કોરિન્થની સંયોગીભૂમી—મોરીઆ અને ગ્રીસને સાંધે છે;
૨ પેરેકોપની સંયોગીભૂમી—ક્રિમિઆ અને રૂશિઆને સાંધેછે;

## મુખ્ય ભૂશિરો.

ઇંગ્લાંડમાં—લેંડસ એન્ડ, સ્પર્નહેડ, ફ્લાંબરોહેડ, બીચીહેડ, અને હોલીહેડ; સ્કોટલાંડમાં,—દનેટહેડ; આયર્લાંડમાં,—કલીઅર અને ફેરહેડ; ફ્રાન્સની ઉત્તરે, લોહોગ, અને બાર્ફ્લુર; સ્પેનમાં—ઓર્ટિગલ, ફિનિસ્ટર, કુઝ, અને ટ્રાફ્લગાર; પોર્ટુગાલમાં—સેંટ વિન્સેન્ટ અને રોકા ભૂશિર. કોર્સિકાની ઉત્તરે—કોરસો ભૂશિર; સિસીલીની અગ્નીકોણમાં—પાસેરો ભૂશિર; ઈટાલીની દક્ષિણે—સ્પારટિવેન્ટો, અને લ્યુકા; ગ્રીસની દક્ષિણે—માટાપાન ભૂશિર; નોર્વેની ઉત્તરે—ઉત્તર ભૂશિર; અને દક્ષિણે—દક્ષિણ ભૂશિર છે;

---

## મુખ્ય પર્વતો.

૧ આલ્પ્સ, એ ઇટાલીને સ્વીત્ઝર્લાંડ અને ફ્રાન્સથી જુદો પાડે છે. ૨ પિરિનીઝ, ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે.

૩. એપિનાઈન પર્વત—ઇટાલીમાંછે, ૪. કાર્પેથીઅન પર્વત—

આસ્ત્રીઆ હંગરીમાંછે, ૫. હીમસ અથવા બાલ્કન પર્વત—તુર્કસ્તાનમાં છે. ૬. યુરલ પર્વત—એશિઆઈ રૂશિઆ અને યુરોપી રૂશિઆની વચ્ચે છે. ૭. કોલન પર્વત—સ્વિડન અને નોર્વેની વચ્ચે છે, ૮. ડોબ્રેફીલ્ડ પર્વત—નોર્વેમાં છે, એ સિવાય ઇંગ્લાંડમાં—ચીવિઅટ, સ્કીડૌ, સ્કાફેલ અને સ્નોડન પર્વતછે; સ્કોટલાંડમાં—બેનેવિસ; આયર્લાંડમાં—વિકલો વીગેરે ઘણા નહાના પહાડ છે.

## જ્વાળામૂખી પહાડ.

સીસીલીમાં—એટના. આઇસલાંડમાં—હેકલા. ઈટાલીમાં—વીસુવીઅસ.

## * મુખ્ય નદીઓ.

(૧) પેચોરા[૧] નદી, ઉત્તર મહાસાગરને મળેછે. ૨. મેઝેન[૧] ઉત્તર દ્વિના[૧], અને ઓનીગા[૧]—શ્વેત સમુદ્રને મળેછે; ૩. નીવા, દક્ષિણ દ્વિના[૧], નીમેન[૧], વિસ્ચુલા[૨], અને ઓડર[૨]—બાલ્ટિક સમુદ્રને મળે છે ૪. એલ્બ[૨], વીસર[૨], એમ્સ[૨], ર્‍હાઇન[૩], મ્યુઝ, ટેમ્સ—જર્મન સમુદ્રને મળેછે ૫. [૪]સીનનદી—ઇંગ્લિશ ચેનલને મળેછે. ૬, સેવર્ન[૫], અને મર્સિ[૫]—આયરિશ સમુદ્રને વેચે છે. ૭. [૪]લુઆર, [૪]ગેરોન બીસ્કેના ઉપસાગરને મળેછે. ૮. મીન્હો[૬], ડુરો[૬], ટેગસ[૬], ગ્વાડીઆના અને [૬]ગ્વાડલ ક્વીવર—આટલાંટિક મહાસાગરને મળેછે. ૯. [૬]એબ્રો, [૪]રોન, [૭]ટાઇબર, [૭]પો અને [૭]એડીઝ—ભૂમધ્ય સમુદ્રને મળેછે. ૧૦ ડાન્યુબ, નીસ્ટર[૧] અને નીપર[૧] કાળા સમુદ્રને મળેછે.

૧૧ ડોન[૧] આસોફના સમુદ્રને મળેછે. યુરલ[૧] અને વોલગા[૧] નદી—કા-

---

* દરેક નદી કયાકયા દેશમાં છે તે નકશા ઉપરથી શીખવવું.
૧ રૂશિઆમાંછે. ૨ જર્મનીમાંછે. ૩ બેલજીઅમમાંછે. ૪ ફ્રાન્સમાંછે. ૫. ઈંગ્લાંડમાંછે. ૬. સ્પેનમાંછે. ૭. ઇટાલીમાં છે.

સ્પીઅન સમુદ્રને મળેછે. ૧૨. ઇંગ્લાંડમાં—ટેમ્સ, સેવર્ન, મર્સી, ટાઇન ટ્રેન્ટ, હમ્બર, આઉસ, ડી અને વાઇ. ૧૩. સ્કોટલાંડમાં—ટીડ, ફોર્થ, ટે, ડિ, સ્પે, નેસ, અને નિથ, ૧૪ આયર્લાંડમાં—શેનન, ફોઇલ, લીફી, વીગેરે.

## મુખ્ય સરોવર.

**ઇંગ્લાંડમાં**—ડર્વન્ટવોટર, અલ્સ્વોટર અને વિન્ડર્મીર.

**સ્કોટલાંડમાં**—લૉક લોમોન્ડ, લૉકમેરી, લૉકનેસ, વીગેરે.

**આયર્લાંડમાં**—લૉકનિયા વીગેરે.

**સ્વીડનમાં**—વેનર, વેટર અને મીલર.

**રૂશિઆમાં**—લાડોગા, ઓનીગા, ઇલ્મેન અને પીપસ.

**ઓસ્ટ્રિઆમાં**—વાલેટન, અને ન્યુંસીડલર.

**સ્વિત્ઝર્લાંડમાં**—કોન્સ્ટન્સ અને જીનીવા.

**ઇટાલિમાં**—ગાર્ડા, કોમો અને માગ્ગીઓરી.

## મુખ્ય નિકાસ.

**ઇંગ્લાંડમાં**—કોયલા, લોઢાનો સામન અને સુતરેલ કાપડ તથા કાચ અને કલાઈ નીપજેછે. **સ્કોટલાંડમાં**—ઇંગ્લાંડ પ્રમાણે.

**ફ્રાન્સમાં**—રૂ, સણ રેશમનાં કપડાં, મેવો, દારૂ અને બીજી કારીગિરીની ચીજો થાયછે. **સ્પેનમાં**—દારૂ, રેશમ, ચામડાં અને અનિજો પુષ્કળ થાય છે. **સ્વિત્ઝર્લાંડમાં**—રેશમ, ઘડીઆળ અને ભરત કામ સારૂં થાયછે.

**ઈટાલીમાં**—રેશમ, ગંધક, રસાયણી પદાર્થો, આરસ વીગરે.

**તુર્કસ્તાનમાં**—રેશમ, અત્તર, તમાકુ, ચામડાં, મેવો વીગરે.

**ધર્મ**—તુર્કસ્તાનમાં મુસલમાની રાજ્ય છે. બીજા બધા દેશોમાં ખ્રિસ્તી ધર્મ ચાલેછે. ખ્રિસ્તી ધર્મમાં ત્રણ ભેદ છે. પ્રોટેસ્ટંટ, રોમન કેથોલીક અને ગ્રીકઃ—રૂશિઆ અને ગ્રીસમાં કેટલાક લોકો ગ્રીક

માર્ગ પાળે છે; ગ્રેટબ્રિટન, હોલાંડ, જર્મનિ, ડેન્માર્ક, સ્વીડન અને નોર્વે તથા સ્વિતઝર્લાંડના લોક પ્રોટેસ્ટન્ટ માર્ગ પાળે છે. બાકીના દેશોમાં ઘણુંકરીને રોમનકેથોલીક માર્ગ પાળેછે.

**અંગ્રેજને તાબે.**

જર્મન સમુદ્રમાં—હેલીગોલાંડ; અને ભૂમધ્ય સમુદ્રમાં—જીબ્રાલ્ટર, માલ્ટા, ગોઝો અને કોમીનો છે.

---

## પ્રકરણ ૪ થું.

## આફ્રિકા ખંડ.

**સીમા**—ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર; અને તેની પેલીગમ યુરોપખંડ છે. પશ્ચિમે આટલાંટિક મહાસાગર; પૂર્વે હિંદી મહાસાગર, સુવેજની નેહર અને રાતો સમુદ્ર; અને દક્ષિણે દક્ષિણ મહાસાગર છે.

આફ્રિકાના મુખ્ય દેશ, તેના ભાગ અને તેમની રાજધાની તથા મોટાં શેહેર નીચે મુજબ છે.

| ૧ દેશો તથા તેના ભાગનાં નામ. | રાજધાની તથા મોટાં શેહેરનાં નામ. |
|---|---|
| ૧ નિલ નદીના કાંઠાનો પ્રદેશ. | |
| ૧ ઇજીપ્ત............ | કેરો નીલ નદીને કાંઠે છે; એલેકઝાંડ્રીઆ સ્વેઝ ગામડાં અને પોર્ટસૈયદ. |
| ૨ ન્યુબિઆ......... | ખર્ટુમ; ન્યુડોંગોલા, સુઆકીમ અને એબ્સામ્બુલ. |
| ૩ એબિસિનીઆ..... (હબશી દેશ) | મગદલ્લા, અંકોબાર, ગોંડર, એંટોલા, અડોવા, મસોવા; |
| ૨ ઉત્તર આફ્રિકા (બાબરિ સંસ્થાનો) | |

૧ ત્રિપોલિ (બાર્કા અ-
નેફેઝાન સહિત) ત્રિપોલી, ડરના અને મુર્ઝાક.
૨ ટયુનિસ......... ટયુનીસ, કેરવાન અને કેબીઝ.
૩ આલજીરીઆ.... આલજીઅર્સ, અને કોન્સ્ટન્ટાઇન;
૪ મોરાક્કો......... મોરાક્કો, ફેઝ, અને ટેંજીર.
૩ પશ્ચિમ આફ્રિકા—
૧ સેનીગામ્બિઆ... બાથર્સ્ટ, સીએરાલીઓન, સાંગલુઈ. અને ફ્રીટાઉન
૨ ઉપલો ગીની...... મન્રોવીઆ, કુમાસી,દાહોમીવીગરે.
૩ નીચલો ગીની..... લોઆંગો, સેંટસાલ્વાડોર, સેંટપોલડી લોઅન્ડા, અને બેંગ્વીલા.
૪ હોટેંટાટ ભૂમી.—
૪ દક્ષિણ આફ્રિકા—
૧ કેપ કોલોનીઝ—
(કેપ સંસ્થાન) કેપટાઉન. પોર્ટ ઇલીઝાબેથ, જોર્જટાઉન, અને ગ્રેહામસ્ટાઉન.
૨ કાફ્રેરિઆ......... બતરવર્થ.
૩ નેટલ............ પીટર્મારિટ્ઝ્બર્ગ અને ડર્બાન.
૪ ઝુલુ દેશ.........નથી.
૫ ઓરેંજ નદીનું સ્વ-
તંત્ર રાજ્ય.........બ્લોમ ફોંટીન.
૬ ટ્રાંસવાલનું પ્રજા સ-
ત્તાક રાજ્ય...... પ્રિટોરીઆ.
૫ પૂર્વ આફ્રિકા—
૧ સોફાલા........ સોફાલા; અને સેના.

૨ મોઝાંબીક.........મોઝાંબીક; અને ક્વીલીમેન.

૩ ઝાંઝીબાર........ઝાંઝીબાર; અને મોંબાસ.

૪ સોમાલી દેશમાં....બરબેરા બંદર છે.

૫ ગાલા દેશમાં.....ઝેલા બંદર છે.

૬ મધ્ય આફ્રિકા—

૧ સહરા કે મોટા રણનાં ફેઝાન ટાપુમાં મુરઝુક શેહેરછે.

૨ સૂડાન કે શીદ્દી દેશમાં સેગો, ટિંબાક્ટુ, ખુશા, કુન્ડા, કોકા, કોબી અને સાકટુ શેહેર છે.

૩ મોઉંટ્સઓવધીમૂનોપ્રદેશ. મુખ્ય શેહેર નથી

૪ મધ્ય આફ્રિકાનો દક્ષિણ ભાગ. ... દુરમાન (કે) લાસા કે, અને કાલોએંગ.

## ૨ મુખ્ય સમુદ્ર તથા અખાત.

૧ રાતો સમુદ્ર—આફ્રિકા અને અરબસ્તાનની વચ્ચે છે:

૨ ભુમધ્ય સમુદ્ર—આફ્રિકા અને યુરોપની વચ્ચે છે.

૩ સિદ્રા અને કેબીઝના અખાત—આફ્રિકાની ઉત્તરે છે.

૪ બેનિન, બિઆફ્રા, અને ગિનીના અખાત—ઉપલા ગિનીના કીનારા પર છે.

૫ ટેબલબે, ફાલ્સબે, સાલદાનહાબે. અલગુઆબે અને ડીલાગુઆબે (એ પાંચ અખાત)—આફ્રિકાની દક્ષિણે છે.

૬ પૂર્વમાં સોફાલાનો અખાત; અને એડનનો અખાત—ગાળા દેશ અને અરબસ્તાનની વચ્ચે છે.

## ૩ મુખ્ય સામુદ્રધુની.

૧ જીબ્રાલટરની સામુદ્રધુની—આફ્રિકા અને સ્પેનની વચ્ચે છે.

૨ બાબલમાંડબની સામુદ્રધુની—આફ્રિકા અને અરબસ્તાનની વચ્ચેછે.

૩ મોઝાંબીકની સામુદ્રધુની—મોઝાંબીક અને માદાગાસ્કર બેટની વચ્ચે

છે. ૪ સ્વેઝની નેહેર—ઇજીપ્ત અને સીરીઆની વચ્ચે છે.

### ૪ મુખ્ય ભૂશિર.

ઉત્તરમાં—બૉન અને સ્પાર્ટેલ; પશ્ચિમે—સેનેગલ. કેપવર્ડ, કેપથી પોર્ટેન્ટસ, કેપનીગ્રો અને કેપફ્રાંઓ. દક્ષિણમાં—કેપ ઓવ ગુડહોપ, અને આગલ્હાસભૂશિર, પૂર્વમાં—કોરીએન્ટીઝ, ડેલગેડો અને ગ્વાર્ડાફૂઇ.

### ૫ મુખ્ય પર્વતો.

આટલાસ પર્વત—બાર્બેરી સંસ્થાનમાં છે. કોંગ પર્વત—ઉપલાગિનીની અને સુડાનની વચ્ચે છે. કાલઓંગો પર્વત—ફર્નાન્ડોપો બેટની સામે છે. કિલીમાનજારો—પૂર્વ કાંઠાપર છે. અને લૂપાટા પર્વત—મોઝાંબીકની પશ્ચિમે છે. આબીસીનીયન પર્વત—સુડાનમાં છે. ચંદ્ર પર્વત—અને ટિબેસ્ટી—મધ્ય આફ્રીકામાં છે.

### ૬ મુખ્ય નદીઓ

ઇજીપ્તમાં—નીલનદી, ભૂમધ્ય સમુદ્રને મળે છે; પશ્ચિમ આફ્રિકામાં—સેનિગાલ અને ગામ્બીઆ, આટલાંટિક મહાસાગરને મળેછે; અને નેજર નદી, ગિનીના અખાતને મળે છે; દક્ષિણ આફ્રીકામાં–આરેંજ નદી, આટલાંટિક મહાસાગરને મળેછે; પૂર્વ આફ્રિકામાં–ઝાંબેઝી, હિંદી મહાસાગરને મળે છે; આબિસિનીયા અથવા સુદાન (સિધી) દેશમાં—બ્યુ નદી અને ટાંગાઝે નદી; મધ્ય આફ્રિકામાં–કવોરા અથવા નેજર અને શારી એ નેજરને મળેછે.

### ૭ મુખ્ય સરોવર.

આબિસિનીઆમાં—ડેમ્બીઆ સરોવર; સુડાનમાં—ચાડ; મોટા સરોવરના પ્રદેશમાં–ઉત્તરે, વિક્ટોરીઆ ન્યાન્ઝા, આલ્બર્ટન્યાંઝા, અને દક્ષિણમાં, ટાંગાનૈકા,

**મુખ્ય રણ**—મધ્યમાં સહરા અથવા ધી ગ્રેટ ડેઝર્ટ.

### ૮ આફ્રિકાના દ્વિપો.

આઝોરેસ, કેનેરીઝ, મદીરા, કેપવર્ડ, ફર્નાન્ડોપો, સેન્ટ હેલીના, સેંટ ટોમસ, એશેન્શન, પશ્ચિમકાંઠે છે અને માદાગાસ્કર, બુર્બોન, મોરિશીયસ, રોડ્રીગૂઝ, કામોરો બેટ, સોકોટ્રા બેટ અને સિચીલીઝ પૂર્વે કાંઠે છે.

**વેપારની જણસો**—હાથીદાંત, ધાન્ય, મેવો, દ્રાક્ષનો દારૂ. કપાસ, કસ્તુરી, અને શાહ મૃગના પીંછાં.

### ૯ અંગ્રેજના તાબાના દેશો.

કેપકાલોની, નેટલ સંસ્થાન, ગ્રીકવેલાંડવેસ્ટ, સીએરાલીઓન, કેપકોસ્ટ કેસલ, એલ્મીના, ગોલ્ડકોસ્ટ, ગેમ્બીયા, એસેન્સન, સેંટ હેલીના, મોરીશીઅસ, સીચીલીઝ અને લાગોસ,

---

## પ્રકરણ ૫ મું.

### અમેરિકા ખંડ. (નવી દુનીઆ.)

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે પાસિફિક મહાસાગર, દક્ષિણે દક્ષિણ મહાસાગર અને પૂર્વે આટલાંટિક મહાસાગર છે.

અમેરિકાના બે ભાગ કરાય ૧. ઉત્તર અમેરિકા, અને ૨. દક્ષિણ અમેરિકા; પાનામાની સંયોગી ભૂમીથી એ બે સંધાયલા છે.

### ઉત્તર અમેરિકા.

**સીમા**—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે બેહરિંગની સામુદ્રધુની, અને પાસિફિક મહાસાગર, દક્ષિણે પાસિફિક મહાસાગર અને પાનામાની સંયોગી ભૂમી; પૂર્વે કારિબિયન સમુદ્ર, મેકિસકો અખાત અને આટલાંટિક મહાસાગર છે.

| મુખ્ય દેશો. | રાજધાની તથા મોટા શેહેરો. |
|---|---|
| ૧. કાનડા ઇલાકો (બ્રિટિશ અમેરિકા.) | ઓટાવા, ટોરંટો, માંત્રિયાળ, કિવબેક, સેંટજોન અને હાલિફાકસ. |
| ૨. યૂનૈટેડસ્ટેટ્સ ( જોડાયલા સંસ્થાનો) | વોશિંગટન,ન્યૂયોર્ક, બ્રુકલિન, ફિલાડેલફિયા, સેંટલુઇઝ, ચિકાગો, બાલ્ટિમોર, બોસ્ટન, ન્યુ ઓરલીયન્સ અને સાંન ફ્રાંન્સીસ્કો. |
| ૩. મેકસિકો............... | મેકસિકો, વેરાકૃથ, આકાપુલકો અને ટામ્પીકો. |

૪. મધ્ય અમેરિકા.........એમાં નીચે મુજબ ૭ સ્વતંત્ર સંસ્થાનોછે.

| સંસ્થાનના નામ. | મુખ્ય શેહેરના નામ. |
|---|---|
| ૧. ગ્વાટિમાલા............... | ...નવું ગ્વાટિમાલા. |
| ૨. અંગ્રેજનું હાંડુરાસ... ... | ...બેલિઝ. |
| ૩. હાંડુરાસ.................... | કોમાયા ગુવા. |
| ૪. સાન્સાલ્વાડોર............... | સાનસાલ્વાડોર. |
| ૫. નિકારાગુવા.................. | માનાગુવા. |
| ૬. કોસ્ટારિકા.................. | સાંજોસે. |

૫. ઉત્તર અમેરિકાના દ્વીપો= (બેટ) નીચે મુજબ.

૧. ઉત્તર મહાસાગરમાં—બેંકસલેંડ, મેલવીલી, કાકબર્ન અને ગ્રીન્લેંડ.

૨. પાસિફિક મહાસાગરમાં—વાન્કોવર, કવીન્સચાર્લોટ, સીટક અને એલ્યુશીયન અથવા ફોક્સ બેટો.

૩. આટલાંટિક મહાસાગરમાં—ન્યુફાઉન્ડલેંડ ( એનું મુખ્ય શહેર સેંટજોનછે ) એન્ટિકોસ્ટી, કેપ બ્રીટન, પ્રીન્સ એડવર્ડ બેટ, લોંગબેટ, અને વેસ્ટ ઇંડીઝ-(એ વેસ્ટ ઇંડીઝ ટાપુઓ ચાર સમુહના બ-

નેલા છે તે નીચે મુજબ)

(क) બહામાદ્વીપો—એમાં ગ્રેટ બહામા, ન્યુ પ્રોવીડન્સ અને સાન્સાલ્વાડોર મુખ્ય છે.

(ख) મોટા આંટિલીઝ—એમાં ક્યુબા, જામેકા, હાઇટી અથવા સાંડોમિંગો અને પોર્ટોરિકો એ મુખ્ય છે.

(ग) નાના આંટિલીઝ—એને વીંડવર્ડ અથવા લીવર્ડ દ્વીપો પણ કહે છે—એમાં ટ્રિનિદાદ, બાર્બેડોઝ, માર્ટિનિક અને ગ્વાડેલૂપ એ મુખ્ય છે.

(घ) બર્મુડાઝ—એમાં, આશરે ૩૦૦ નાના ટાપુછે.

---

**મુખ્ય પર્વત**—રોકી પર્વત પશ્ચિમ કાંઠે છે અને એલીગાની પહાડ પૂર્વ કાંઠા પર છે.

**મુખ્ય દ્વીપકલ્પો**—(કાનડમાં) નોવાસ્કોશિયા; અને લાબ્રડોર (યુનાઇટેડ સ્ટેટમાં) ફ્લોરીડા અને આલિયાસ્કા, (મેકસિકોમાં) યુકાટાન અને નીચલો કેલિફોર્નીયા;

---

## મુખ્ય સમુદ્ર.

કારિબિયન સમુદ્ર—ઉત્તર અને દક્ષિણ અમેરિકાની વચ્ચે છે.

## મુખ્ય અખાત અને ઉપસાગર.

(કાનડામાં) ઉતરે, બાફિન અને હડસન; પૂર્વે, ફંડી અને સેંટલારેન્સનો અખાત.

(યુનૈટેડસ્ટેસમાં) ડેલાવર અને ચેસાપીક.

(મેકસિકોમાં) પુર્વે મેકસિકોનો અખાત અને પશ્ચિમે કાલિફોર્નીયાનો અખાત.

( મધ્ય અમેરિકામાં ) હાંડુરાસનો અખાત.

## મુખ્ય સામુદ્રની ધુનીઓ.

કાનડામાં—બેલીઆઇલ, ન્યુફાઉન્ડલાંડ બેટ અને લાબ્રેડોરની વચ્ચે છે; ડેવિસ સ્ટ્રેટ, બાફ્રિન ઉપસાગર અને આંટલાંટિક માહાસાગરને સાંધેછે; બારો અને સ્મિથ ઉત્તર દિશાએ છે; હડસનની સામુદ્રધુની આટલાંટિક માહાસાગર અને હડસન ઉપસાગરને સાંધેછે. બેહેરિંગની સામુદ્રધુની, એશિઆ અને અમેરિકાની વચ્ચે છે.

## મુખ્ય ભુશિર.

( કાનડામાં ) પશ્ચિમે, ચદલી, ચાર્લ્સ અને સેબલ. (યુનૈટેડસ્ટેટ્સમાં ) પૂર્વે, કૉડ, હાટેરાસ અને સેબલ.

## મુખ્ય સરોવર.

( કાનડામાં ) સુપીરીઅર, હુરોન, એરી, આથા બાસ્કા, વિનિપેગ, ગ્રેટસ્લેવ, ગ્રેટબેર, અને કાનડા તથા યુનૈટેડસ્ટેટ્સની વચ્ચે ઓન્ટેરીઓ નામનું સરોવરછે. ( યુનૈટેડસ્ટેટ્સમાં ) મીચીગાન અને સૉલ્ટ ( મધ્ય અમેરિકામાં ) નિકારાગુવા.

## મુખ્ય નદીઓ.

( કાનડામાં ) સેંટલૉરેન્સ, મેકેન્ઝી,, ( યુનૈટેડસ્ટેટસમાં ) મિસિસિપી, ( એના ફાંટાં મિઝોરી, ઓહિઓ, અને લાલ. ) રિઓ ગ્રાંડલ નોર્ટે, હડસન, રીઓકોલોરાડો, ડેलावर, સરકેહાના અને કોલંબીઆ.

**મુખ્ય નિકાસ**—ઉન, લાકડાં, માછલાં, તમાકું, બટાટા, અને ચોખા તથા કપાસ આખી પૃથ્વીપર સોથી સરસ અહીંઆ પાકેછે. તથા સોનું કાલીફોર્નિઆમાં ઘણું નીકળેછે.

**અંગ્રેજના તાબામાં**—કાનડા, ન્યુફાઉન્ડલાંડ, બરમુડાઝ, અને

બ્રિટિશહાંડુરાશછે. અમેરિકામાં ઘણાંખરાં રાજ્યો પ્રજા સત્તાકછે.

**ધર્મ**—કાનડા અને યુનાઈટેડસ્ટેટ્સનાં યુરોપીઅન લોક અંગ્રેજી ભાષા બોલેછે અને પ્રોટેસ્ટંટ ધર્મ પાળેછે; અને બાકીના ભાગમાં વસનારા સ્પેન અને પોર્તુગાલની બોલી બોલેછે અને રોમન કેથોલીક ધર્મ પાળેછે.

---

## પ્રકરણ ૬ ઠું.

## દક્ષિણ અમેરિકા.

**સીમા**—ઉત્તરે કારિબીઅન સમુદ્ર અને ડેરીઅનની સંયોગી ભૂમી; પશ્ચિમે પાસિફિક માહાસાગર; દક્ષિણે દક્ષિણ મહાસાગર અને પૂર્વે આટલાંટિક મહાસાગર છે. એના દેશો નીચે પ્રમાણે છે.

**દેશોના નામ. રાજધાની તથા મોટાં શેહેરો.**

૧. કોલંબીઆ... ... ...બોગોટા.

૨. વેનેઝુઇલા... ... ...કારાકાસ.

૩. એક્વાડોર... ... ...કવીટો.

૪. ગિયાના.

 ૧. અંગ્રેજી ગિયાના...જોર્જટાઉન.

 ૨. ડચગિયાના.... ...પારા મારિબો.

 ૩. ફ્રેંચગિયાના... ...કાય્યેન.

૫. બ્રાઝિલ...... ... ...રીઓડી જાનેરો; બાહિયા કે સાન્સાલ્વાડોર અને રીસીફ ( પેરનામ્બુકો )

૬ પિરૂ... ... ... ...લીમા; કુથકો અને કાલાવ બંદર છે.

૭ બોલિવિઆ... ... ...ઓરૂરો; લાપાથ, ચુકીસાકા અથવા સુક્રે અને પોતોસી.

૮ ચિલી... ... ...સાન્ટીઆગો દેચિલી; અને બાલાપારેઝો બંદર છે.

૯ લાપ્લાટા (આર્જેન્ટાઈન) (રીપબ્લિક.) બુએનોસેરિસ.

૧૦ પારાગ્વે ... ... ...આસેન્શન, એ પારાગ્વે નદીને કાંઠે છે.

૧૧ ઉરૂગ્વે ..... ... ...મોન્ટીવીડીઓ.

૧૨ પાટાગોનિઆ ... ...જાણવા લાયક શેહેર નથી.

**મુખ્ય સમુદ્ર**—કારિબિઅન–અમેરિકા અને વેસ્ટ ઈંડીઝની વચ્ચેછે.

## દક્ષિણ અમેરિકાના બેટ. (દ્વીપ)

ચિલો અને જુઆન ફર્નાડીઝ એ ચીલીને તાબે છે. અમેરીકાની દક્ષિણે ટેરાડેલ ફુએગો, સ્ટેટન, ફોકલાંડ, દક્ષિણ જ્યોર્જીઆ, અને શેટલાંડ, એ સિવાય પશ્ચિમે સેંડવીચ, ગેલેપાગોઝ અને ચીંચા.

## મુખ્ય પર્વત.

આંડિસ પર્વત—એના મુખ્ય શિખર કોટોપાસ અને ચિંબોરાઝો કોલંબિઆમાં છે અને સુરાટા અને ઇલીમાની બોલિવિઆમાં છે.

## મુખ્ય અખાત તથા ઉપસાગર.

(એકવાડોરમાં) ગ્વાયકિવલનો અખાત. (કોલંબીઆમાં) ડેરીઅનનો અખાત; અને પાનામાનો ઉપસાગર; (વેનેઝુઇલામાં) વેનેઝુઈલા અને (બ્રાઝિલમાં) ઓલ સેન્ટ્સનો અખાત છે.

## મુખ્ય નદીઓ.

(કોળંબીઆમાં) માગડેલેના, (વેનેઝુઇલામાં) ઓરિનોકો, (ગિયા-

યાનામાં) એસકિબો અને સુરિનામ, (બ્રાઝિલમાં) આમેઝોન, ટોકાંટિન્સ, સાન્ફ્રાંસિસ્કો, (લાપ્લાટામાં) પારાના, લાપ્લાટા, (પારાગ્વેમાં) પારાગ્વે, અને (ઉરૂગ્વેમાં) ઉરૂગ્વે નદી છે.

### મુખ્ય સરોવર.

(વેનેઝુઈલામાં) મારાકાઈબો અને (પીરૂ અને બોલીવીઆમાં) ટિટિકાકા સરોવર છે.

### મુખ્ય ભૂશિર.

(બ્રાઝિલમાં) સેંટરૉક. (ટેરોડેલફુએગોની દક્ષિણે) કેપહોર્ન અમેરિકાનું છેક દક્ષિણ બીંદુ છે.

### મુખ્ય સામુદ્રધુની

દક્ષિણમાં—માગેલનની સામુદ્રની. અને લીમેરની સામુદ્રધુની.

**મુખ્ય નિકાસ**—હીરા, સોનું, રૂપું, તાંબુ, પારો, લાલમરી વીગરે.

**અંગ્રેજના તાબાના મુલક**—અંગ્રેજી ગીઆના, અને ફૅાકલાંડ.

**વેસ્ટ ઇંડીઝ દ્વીપોમાં**—બર્મુડાઝ, જેમેકા, બાર્બેડોઝ, અને ટ્રીનીદાદ.

---

# પ્રકરણ ૭ મું.

## ઓશિઆન્યા અથવા (આસ્ટ્રેલિઆખંડ.)

ઉપલા ચાર ખંડ સિવાય હિંદીમહાસાગર અને પાસિફિક મહાસાગરમાં ઘણાં બેટછે તેને હાલમાં ઓશિઆન્યા કહેછે. એ બેટના મુખ્ય ૪ ભાગ છે. તેઓના નામ ૧ ઓસ્ટ્રેલેશિઆ. ૨ મેલેશિઆ અ-

થવા હિંદિઆર્કીપેલેગો. ૩ મેલેનેશિઆ. ૪ મિક્રોનેશિઆ અને પોલીનેશિઆ.

---

૧ ઑસ્ટ્રેલેશિઆ—એ ઑસ્ટ્રેલિઆ, ટાસ્મેનિઆ અથવા વાંડીમેન્સલેંડ, ન્યુઝીલાંડ, નૉર્ફોક, ઑકલાંડ, ચેધામ, કેમ્પબેલ, વીગેરે ટાપુનો બનેલો છે. ઑસ્ટ્રેલિઆના મુખ્ય સંસ્થાન તથા તેમના મોટાં શેહેરો નીચે મુજબ છે.

**સંસ્થાન.** **મોટાં શેહેર.**

૧. ન્યુસાઉથવેલ્સ...........સીડની, ન્યુકેસલ અને ગૌલબર્ન.
૨. પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ........પર્થ, ફ્રીમેન્ટલ અને આલબની.
૩. દક્ષિણ ઑસ્ટ્રેલિઆ........એડીલેડ અને ગાવલર.
૪. વિક્ટોરિઆ...-...........મેલબોર્ન, ગીલોંગ અને બેલેરાટ.
૫. ક્વીન્સલાંડ..............બ્રિસ્બેન, ઈપ્સ્વીચ અને રોકીંગ્હામ.

**મુખ્ય પર્વત**—[ક્વીન્સલાંડમાં] ઓસ્ટ્રેલિઅન આલ્પ્સ, બ્લ્યુ પર્વત, લીવરપુલ પર્વત, અને ફ્લીંડર્સરેંજ વીગેરે.

**મુખ્ય નદી**—[ક્વીન્સલાંડમાં] મરે, બ્રિસ્બેન, ક્લેરન્સ વીગેરે.

**અખાત અને ઉપસાગર**—[ક્વીન્સલાંડમાં] ઉત્તરે, કારપેંટેરિઆનો અખાત, અને મેલવેલીબે, પૂર્વમાં, કેમ્બ્રિજનો અખાત, અને હાલીફાકસબે; દક્ષિણે, એન્કાઉન્ટરબે, ગ્રેટ આસ્ટ્રિઅન બાઈટ, કીંગજ્યોર્જ સાઉન્ડ, પશ્ચિમે, ફ્લિંડર્સબે, જ્યોગ્રાફીબે, કીંગ્સ સાઉન્ડ વીગેરે.

**મુખ્ય ભૂશિર**—યોર્ક, મેલવેલી, વીલસનભૂશિર, નોર્થંમ્બરલેંડ, ચેધામ, લંડનડરી વીગેરે.

**મુખ્ય સરોવર**—વીકટોરીઆ અથવા આલેકઝાંડ્રીના, અને ટોરેન્સ સરોવર.

(ક) **ટાસ્મેનિઆના મુખ્ય શેહેર**—હોબર્ટ ટાઉન (રાજધાની) લોન્સેસ્ટન), જોર્જટાઉન અને પોર્ટ આર્થર.

(ખ) **ન્યુઝીલાંડ—મુખ્ય શેહેરો**—ઓકલાંડ, ન્યુપ્લીમથ, વેલીંગટન, નેપીઅર, નેલસન, પીક્ટન, ડન્ડીન અને ક્રાઈસ્ટચર્ચ.

**પહાડ**—કુક નામનો છે. તેની ટોચપર સદા બરફ રહેછે.

---

૨ **મેલેશિઆ**—એના મુખ્ય બેટ તથા મુખ્ય શેહેર નીચે મુજબ છે.

| બેટનાં નામ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧. સુમાત્રા | બેનકુલન. |
| ૨. જાવા | બટેવિઆ. |
| ૩. બોર્નિઓ | બોર્નિઓ. |
| ૪. સેલિબીઝ | મકકાસર. |
| ૫. મોલકકા બેટ | આમ્બોઈના. |
| ૬. ફિલિપૈન બેટ | મનિલા. |

* એને મસાલાના બેટ પણ કહે છે. તેમાં લવેંગ, જાયફળ, એલચી ઇત્યાદી તેજાના ઘણા ઉત્પન્ન થાય છે.

૩. **મેલેનેશિઆ**—એ નીચે લખેલા બેટના ૬ સમુહનો બનેલો છે. ૧ ન્યુગિની, ૨ એડમીરેલ્ટી બેટ, ૩ ન્યુબ્રિટન, ન્યુઆર્યલાંડ; ૪ કવીન ચારલોટી અને સોલોમન બેટ, ૫ ન્યુહેબ્રિડીઝ;

૬ ફીઝી દ્વીપો.

## ૪. મિક્રોનેશિઆ અને પોલિનેશિઆ

આખા પાસિફિક મહાસાગરમાં છુટા છુટા આવેલા ઘણાંક બેટોના જથાનો બનેલોછે. તેમાંના મુખ્ય સમુહના નામ નીચે મુજબછે

| | |
|---|---|
| ૧. ફ્રેંન્ડલિ. | ૬. મારકેસસ. |
| ૨. ફીઝી. | ૭. સેન્ડવિચ. |
| ૩. નેવીગેટર. | ૮. કેરોલૈન. |
| ૪. સોસાઇટી. | ૯. પિલુ. |
| ૫. કોરલ બેટ. | ૧૦. લાડોન બેટ. |

આ બેટોની હવા અને પેદાશ ઘણી સારી છે. ત્યાં ખ્રિસ્તી ધર્મ ચાલે છે.

**અંગ્રેજના તાબાના દેશો**—ન્યુસાઉથ વેલ્સ, ક્વીન્સલાંડ, વીક્ટોરિયા, સાઉથ આસ્ટ્રેલીઆ, વેસ્ટર્ન આસ્ટ્રેલીઆ, ટાસ્મેનીઆ અથવા વાન્ડીમેન્સલાંડ ન્યુઝીલાંડ અને નોર્ફોક વીગેરે.

## દુનિઆમાં (અનુક્રમે)

૧ સૌથી મોટા પાણીના ભાગ—પાસિફિક મહાસાગર, ૨ આટલાંટિક મહાસાગર ૩ હિંદી મહાસાગર. ૪ ઉત્તર મહાસાગર અને ૫ દક્ષિણ મહાસાગર છે.

૨ સૌથી મોટા સમુદ્ર—ભૂમધ્ય સમુદ્ર અને અરબી સમુદ્ર.

૩ સૌથી મોટી નદીઓ—મીઝોરી સહિત મિસિસિપી, ગેનેસી અને એમેઝોન.

૪ સૌથી મોટાં સરોવર—કાસ્પિયન ખારા પાણીનું અને

પારીઅર મીઠા પાણીનું છે.

૫ સૌથી ઉંચો પર્વત—હિમાલય પર્વત (એના સૌથી ઉંચાં શિખર એવેરેસ્ટ અને ધવલગિરી છે. )

૬ સૌથી મોટું લંડન અને સૌથી સુંદર પારિસ શેહેર છે.

૭ વસ્તી અને વિસ્તારમાં સૌથી મોટો ખંડ—એશિયા છે.

૮ વિસ્તારમાં પેહેલે નંબરે ઇંગ્લાંડનું રાજ્ય બીજે નંબરે રૂશિયાનું રાજ્ય અને ત્રીજે નંબરે ચીનનું રાજ્ય છે. પણ વસ્તીમાં ચીન સર્વથી ચઢીઆતું છે.

## મુંબઇથી ઇગ્લાંડ જવાના પાંચ રસ્તા.

અરબી સમુદ્રમાં થઇ એડન આગળ આવીને બાબલ માંડબની સામુદ્રધુનીમાં દાખલ થઇ લાલ સમુદ્ર અને સ્વેઝની નહેર ઓલંગી આલેકઝાંડ્રીઆ આગળ આગબોટ બંદર કરે છે. ત્યાંથી નીચે લખેલા ચાર રસ્તામાંથી ગમે તે રસ્તે ઇંગ્લાંડ જવાય.

**૧. બ્રિન્ડીસીનો રસ્તો. ૨ વેનીસનો રસ્તો. ૩ માર્સેલ્સનો રસ્તો. ૪ જીબ્રાલ્ટરનો રસ્તો.** ઉપલા ચાર રસ્તા સિવાય વળી **કેપઓવ ગુડહોપ**ની પ્રદક્ષણા કરીને ઇંગ્લાંડ જવાય. અસલ એજ રસ્તે વહાણો ઇંગ્લાંડ જતાં હતાં.



## જાહેર ખબર.

મેટ્રિક્યુલેશન, સ્કૂલફાઈનલ અને પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરિક્ષાઓના ઉમેદવારોને તથા અંગ્રેજી અને ગુજરાતી સ્કૂલના ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને માટે:—

હૅમ્બ્લિંસ્મિથ, બર્નાર્ડસ્મિથ અને કોલંઝોના અંગ્રેજી તથા લાલશંકરના ગુજરાતી અંકગણિતમાંના અને સન ૧૮૫૯ થી ૧૮૮૬ સુધીની મેટ્રિક્યુલેશન પરિક્ષાના સવાલમાંના, કાયદા સહિત. પરચુરણ—"**અઘરા દાખલા**"-કિ=ખુલાસા સહિત.-કિં. રૂ. ૦।।। પાણી પડવાથી બગડેલા પુંઠાવાળીની કિં. રૂ. ૦।। પાના ૨૨૫-ગયા વર્ષની મેટ્રિક્યુલેશન પરિક્ષામાં ૪ દાખલા અને સેકંડ ગ્રેડ પ. સર્વિસ પરિક્ષામાં ૫ દાખલા આ ચોપડીમાંના આવ્યા હતા. તેમજ બીજી ઘણી પરિક્ષાઓમાં પણ આવ્યા હતા તેમ હરવર્ષે આવશે એવી આશાછે.

### અૅંગ્લો વર્નાક્યુલર સ્કૂલના વિદ્યાર્થીઓને માટે.

"**કોલેંઝો એરિથમેટિકના દાખલા**"—એક્સર્સાઈઝ ૧ લી થી ૬૪ મી સુધી-બર્નાર્ડસ્મિથ તથા હૅમ્બ્લિંસ્મિથના પુષ્કળ દાખલા સહિત.-૧ વર્ષમાં પેહેલી આવૃત્તિ ખપી જવાથી દરેક જાતના દાખલાની કૃતિ તથા સમજણ અને વ્યાખ્યાઓ સાથે ઘણો વધારો કરી બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કીધીછે કદ રોયલ ફરમા ૧૦ કિંમત રૂ.૦-૭-૦. હમારી પાસેથી અને અમદાવાદ, ભરૂચ, સુરત, વગેરે ઠેકાણે બુકસેલરો પાસેથી મળશે.

| | |
|---|---|
| લો. હિ. સભાના રોયલ રીડર નં. ૧ ના મીનીંગ. | ૦—૬—૦ |
| લો. હિ. સભાના...,, ...,, ...,,૨ ........... | ૦—૮—૦ |
| Scholar's Register of daily marks and attendance | 0—1—0 |
| D. D. Dalal's Gujarati Grammar with Proverbs. | 1—0—0 |
| Exhaustive Notes on Robinson Crusœ. | 0—12—0 |
| Notes on Goldsmith's Deserted Village | 0—8—0 |
| Gujarati Proverbs with their English Equivalents. | 0—5—0 |

જથાબંધ લેનારને પુષ્કળ કમીશન આપવામાં આવશે.

**લી० પરભુદાસ નાગરદાસ કીનારીવાળા-ભરૂચ.**